શ્રી રાજપીંપળા નાંદોદ નૃપતિ નામદાર

મહારાણા શ્રી ૧૦૮.

# શ્રી વિજયસિંહજી

# વિજય.

રચી, છપાવી પ્રસિદ્ધ કરનાર,

કવિ શિવલાલ ખુશાલભાઈ બ્રહ્મભટ

ગોમતીપુર–અમદાવાદ.

---

## અમદાવાદ.

રીચીરોડના પુલ નીચે આવેલા શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસમાં શા. ચુનીલાલ અમથાશાએ છાપ્યો.

---

આવૃત્તિ ૧ લી—પ્રત ૫૦૦—સને ૧૯૧૫.

પાર્કજી

અમુલ્ય.

॥ શ્રી ગણેશાય નમઃ ॥



॥ શ્રી હરસિદ્ધ નમઃ ॥

## શ્રી રાજપીપળા-નાંદોદ નૃપતી મહારાણાશ્રી ૧૦૮ મહારાણા શ્રી વિજયસિંહજીનો

# રાજ્યારૂઢોત્સવ.



### પદ—રાગ ધોળ.

"નાથ કૈસે ગજકોબંધ છુડાયો"—એ રાગ.

વિજયી શ્રી વિજયસિંહ તખતે વિરાજે;
સોના સમો સુરજ ઉદે આજે. ટેક
ગહ ગહ નોબતો ગાજી રહી બહુ, સરસ સુરે વાજે સરણાઈ;
ચીશે વાજાં છુટી રહ્યાં જ્યાં, રાગોની ઘોર ઘટાજ છાઈ. વિ. ૧
ઢિલાં ભુપતી કેરા, નેજા નીશાનો ફરૂકે;
...જી રહી ત્યાં, ધમકદાર તોપોના ધડુકે. વિ. ૨
તરેહનાં, મોતી કેરાં મનોહરહારે;
સારાં, ફોરદાર ફુલો કેરાં જરીતારે. વિ. ૩
ઘોર ગગન સુધીજ ગાજે;
ને, નાંદોદ નૃપતી નિવાજે. નિ. ૪

દારૂખાનું દીપતું સારૂં, ફડાફડજ ફુટે;
દરખતો બહુદાર કેરાં. છટાદારજ ઘણેરાં છુટે. વિ. ૫
આકાશ હવાઇએ છાઈ રહ્યો છે, રંગી એ રંગી નિકળે તારા;
અવની આકાશ એકજ દીસે, એવા અનુપમ ઉજીયારા. વિ. ૬
મહારાણાની મોટાભાગે, સોભતી સરબંધી સાથે સ્વારી;
દીપતા દસ્તુર પિરોજ હોસંગ, જેકીશનદાસ જયકારી. વિ. ૭
રાજપીપળા રાજસ્થાનકે, મશહુર મહુરત મોટુજ કીધું;
શેઠા શાહુકાર નાંદોદ નગરીને, એજન અધિપતીએ દીધું. વિ. ૮
મનોહર મોટો મંડપ રચીયો, છટાદાર તે છાજે;
ઝાંખતાં જન સમુદાય કેરી, ભુખજ તૃષાજ ભાજે. વિ. ૯
મનોહર મંડપની માંહે, ઝુમરો હાંડીયો ઝળકે;
મનોહર મુનોબહુ દીપતાં, હીરા લોલકો તેમાંજ લળકે. વિ. ૧૦
પોલીટીકલે પુરાજ પ્રેમે, અધિપતીને હાર પહેરાવી;
અમોઘ આસીરવાદજ દીધો, મંગળધુનમેદની એ મચાવી. વિ. ૧૧
દબદબાદાર દરબાર દીપતો, ભારે ભભકાબંધ ભરાયો;
ખલીતો મોટો ખલકપતીનો, વડા વિવેક સાથે વંચાયો. વિ. ૧૨
સી. ડબલ્યુ એમ. હેસબંડ હસ્તે, અધિકારજ મોટો અપાયો;
વિજયી વિજયસિંહ ભુપતીનો, યસ અબ્ધિજ ગવાયો. વિ. ૧૩
પ્રતાપી પોલીટીકલ સાહેબ, રેવાકાંઠાના રૂડા પધારી;
મહારાણાના મંડપ કેરી, વિશેષ શોભા વધારી. વિ.
પ્રતાપી પોલીટીકલ સાહેબે, ભવ્યજ ભાષણો ભાખી;
રાજ્યારૂઢની રીતીઓ સર્વે, દાના સાહેબે દાખ પાંખળી
સ્વારી શોભતી પોલીટીકલની, આપીસરો ર
રાજ્યારૂઢના ઉત્સવ કેરી, જમાવટ સારી

અધિકારીઓ! અનેક રાજ્યના, પધાર્યાં શુભ પ્રસંગે;
રાજ મેમાનો રાજાબહાદુર, પધાર્યા ઉર ઉમંગે; વિ. ૧૭
મહારાણા શ્રી રણજીતસિંહજી, દેવગઢ બારૈયા કેરા;
સુરવીર જે સામંત કહાવે, સરકારના સુમાની ઘણેરા. વિ. ૧૮
નજીરે હાઝીમ વજીર તેમના, હરીલાલ મનસુખરામ અનુભવી;
રાજકાજના માહીતગાર મોટા, શુભ બીનાઓ જેમણે શ્રવી. વિ, ૧૯
માનવંતા મહારાઉલજી કેરા, નામદાર ન્હારસિંહજી ભાઈ;
ઉભય વિરનો અત્યાનંદે, હર્ષજ જાય ઉભરાઈ. વિ. ૨૦
તખ્તકુવરબાને દોલત કુવરબાને, હર્ષ હવો અતી ભારી;
વિજયી વિજયસિંહ વિરાજ્યા ગાદીએ, ધવળ પદવી ધારી. વિ. ૨૧
પ્રજા પુર પ્રદેશની આવી, નૌછાવર કરવા કાજે;
પ્રતાપી ગૃહસ્થો પુરના આવ્યા, આષીસો વદી એકે અવાજે. વિ. ૨૨
મનોહર મહામોદ દાયક, ઉત્સવ આ ઉજવાયો;
ગોહિલાં રાજશ્રી વિજયસિંહનો, ઘોર નાદે જયસ ગવાયો. વિ. ૨૩
દીર્ઘાયુષ રહો દાના રાજનું, કુસળતા મેળવો સૌ કાજે;
મેળાવડો આ મોટો મચીયો, શુભાસીસ દીધી સમાજે. વિ. ૨૪
ઉત્સવ આ રાજ્યારૂઢ કેરો, હવો રજવટ રીત રીવાજે;
સલામત રહો ગોહિલાં ગુણકારી, હદવાળીજ અક્કલબાજે. વિ. ૨૫
...ીખ દસમી ડીસેંબર દીને, માગશર સુદ ચોથ શુકરવારે;
...ારાણા ગાદી બિરાજ્યા, શુભ દીન હતો જ્યારે વિ. ૨૬
...પ્પની કલગીયો, આવેલ સૌને અપાઇ;
...ાં સાકર સારી વહેચાઇ; વિ. ૨૭
... સાહેબ સદગૃહસ્થો મેમાનો;
...ા મકાને જઇફ જવાનો. વિ. ૨૮

મહારાણા શ્રી વિજયસિંહ કેરી, તપો તપેશ્વરીની ગાદી;
દેશ અને વળી વિદેશમાંહે, મોટી મેળવો મુબારકબાદી. વિ. ૨૯
સુર્ય ચંદ્ર તપે જબ લગ, તેજજ તપજો તાજે;
દીર્ઘાયુશ રહો દાના રાજનું, સુભાસીસ વદી શિવરાજે. વિ. ૩૦
પાટવી કુમાર પ્રતાપી કેરા, કુળ દીપાવન દીવો;
કુળ દેવ્યા હરસિદ્ધ પ્રતાપે, જુગ જુગ પ્રત્યે જીવો. વિ. ૩૧.

---

# રાજવંશી મેમાનો વિષે.

## રાગ સોરઠ.

"કારતકે કાં ચેત્યો નહી, ઘડી લાખેણી જાય,"
"વળતી વિચારીસ જીવડા, પછે કાં પસ્તાય."—એ રાગ.

ગાદી નસીન ગુણીયલ હવા, વિજયી વિજયસિંહ ભુપ;
નૂરદાર નાંદોદ નૃપતી, રૂડા રાજ સ્વરૂપ. ગાદી. ટેક. ૧
આમંત્રણો કરી હેતથી, તેડા રાજા વજીર;
સાહેબો સદ્‌ગૃહસ્થ શેઠીયા, હિંદુ ઈસ્લામ અમીર. ગાદી. ૨
મનોહર હવો માંડવો, મહા તેજનો અંબાર;
મંગલ લીલા મનોહર હવી, ઘણે દરજ્જે ગુલજાર. ગાદી. ૩
આમંત્રણોથી સૌ આવિયા, મહારાજા દીવાન;
મહારાઉલ મહારાણા વળી, માનવંતા મેમાન. ગ'
બાહોશ બારૈયા ભુપતી, મહારાઉલ રણજીત;
વિચરી આવ્યા વડા જંગમાં, જેમની રજવ પાંગળા
નૂરદાર ભાઇ ભડ નૃપના, ન્હારસિંહજી
રૈયતને વળી રાજમાં, મેળવી જેમ"

ઉદયભાગી ઉદેપુરના, મહારાઉલ મશહુર;
ચહુવાન કુળ ચિંતામણી, શ્રી ફતેહસિંહજી હજુર. ગાદી. ૭
વૃદ્ધ મહારાજા વાઘજી, મોરબીના રાજન;
કુળ દીપાન કેશરી, મર્તબાદાર મહાન. ગાદી. ૮
ઉમલેટાના આવીયા, દાના મોટા દરબાર;
વગરે ઠાકોરો ઠામઠામના, આવ્યા હર્ષે અપાર, ગાદી. ૯
આવેલ રાજા દરબારીએ, વડો ધરી વિવેક;
રાજ રીતીયો સૌ સાચવી, નેહ ભરેલો નેક, ગાદી. ૧૦
નાંદોદ નૃપતીએ કર્યો, સારો સહુનો સત્કાર;
ઘટારત રીતે ઘણો, માન્યો મોટો આભાર. ગાદી. ૧૧
વિશુદ્ધ વિજયસિંહે વડો, રૂડી રજવટ રીત;
નેક ટેક સારો સાચવ્યો, પૂરણ આણીજ પ્રીત. ગાદી. ૧૨
નામદાર નાદોદ નૃપે કરી, નામદારી નિવાજેસ;
માન મર્તબો મેળવ્યો, અધિક કીધો ઉજેસ. ગાદી. ૧૩
બંદીજન વગેરેને બહુ કરી, સારા હવા સિરપાવ.
માંગળીક આ મહોત્સવ તણો, ઝાઝો હવો જમાવ. ગાદી. ૧૪
સ્વાગત હવી શુભ પ્રેમથી, મુદીત હવા મેમાન;
સાહેબ વજીરોને શેઠીઆ, રીધીપતીઓ રાજન. ગાદી ૧૫
...વાલ કહે શિરનામીને, મહંમાયા હ[illegible]ીદ્ધ;
...સિંહ ભોગવો, રાજ્ય ગાદીને રીદ્ધ. ગાદી. ૧૬
...રી. અચળ રહો યુવરાજ;
...ા હો સહુ કાજ. ગાદી. ૧૭
...હોશંગ દસ્તુર;
...ળ રહો હજુર. ગાદી. ૧૮

અધિક આ ઉત્સવ તણું, દેવું માન ઘટીત;
ઘટે છે વડા વજીરને, રાખી રજવટ રીત. ગાદી, ૧૯

## મનહર છંદ.

બાહોશ અક્કલબાજ, રાજ પીંપળાના રાજ;
તપો નિરંતર તાજ, સુરા સુવિચારી હે.
ગોહિલ સુ ગુણવાન, મર્તબાદાર મહાન;
વિરવડા વિદ્વાન, જસ કીર્તિ જારી હે.
વડિલો જેવો વિકાશ, પૂરણ કીધો પ્રકાશ;
વડેરી વર્યા સુવાશ, ધન્યપદ ધારી હે.
કહે કવિ શિવલાલ, ભોજ જેવા જ ભુપાલ;
અચલ રખો હર્સિદ્ધ, અરજ હમારી હે,

## દુહા.

વિધન વિડારો વિરનાં, ગવરીનંદ ગણેસ;
સલામત રખો શ્રીપતી, નૃપ નાંદોદ નરેસ. ૧
ગણુતારા રહે ગગનમા, સુર્ય સુર સુરેસ;
તવલગ ત્રીતાપે રહિત. તખ્તે તપો હમેશ. ૨
વિજયી વિજયસિંહજી, શ્રી છત્રસિંહ કુમાર;
ઉજવળ કીરતિ મેળવો, મહિ મંડળ મોઝાર.
ગાદી નસિન ગુણિયલ હવા, રાજ પીંપળા
... કેસરી, તપો નિરંત...
...વો, ભોગવો
...

### મનહર છંદ.

ગોહિલા ગાદી નસીન, હુવે પ્રતાપી પ્રવીન;
વિજયી વિજયસિંહ, નંદિાદકે નૃપતી.
પાટ બેઠા પુણ્યવાન, બાહોસ બુદ્ધિ નિધાન;
વિર વડા વિદ્વાન, મ્હારાણા મહામતી,
કેળવણી પામ્યા સારી, વખાણે વડા દર્બારી;
સદગુણી સદાચારી, અનુભવી હે અતી.
કહે કવિ સિવરાજ, કુસળ હો સહુ કાજ;
અચળ ભોગવો રાજ, રાજ પીંપળા પતી.

---

### ગરબી.

"અલબેલીરે અંબે માત, જોવા નીત જઇએ" એ રાગ.



વિજયી વિજયસિંહ ભુપ, ગોહિલ બેઠા ગાદી;
મેળવો મહારાણા મસહુર, મોટી મુબારક બાદી. વિજયી ટેક.૧
દબાદાર દરબાર ભરાયોં, નંદિાદ નગ્ર મોજારરે;
સાહેબ અધિકારી સર્વે પધાર્યા, મહોટા મર્તબદાર. વિ૦ ૨
કેળવાએલ ભુપ કેશરી કહાવે, રાજકાજે હોશિયારરે;
વિદ્યા વિધ વિધ કેરી ભણીયા, કૃ નાળ કોલેજ દ્વાર. વિ૦ ૩
...થી રાખી રૂડી, રાજ કાજમાં ખંતરે;
...ગણા ભણીયા, અચળ રહો અનંત. વિ૦ ૪
...જાવો, કહે કવિ શિવલા...
બાહોશ બુ...